ઈવિડે શ્રેષ્ઠ **કર્મચન્દ્ર** મંત્રી બોલ્યા હતા કે-‘ આ પદપ્રતિષ્ઠા મ્હારેજ કરવી ’ ત્યારપછી તે કુશળ મંત્રીએ તે પવિત્ર પુણ્ય માટે કરોડ દ્રવ્યનો વ્યય કર્યો જેઓ લક્ષ્મીને તૃણ સમાન ગણે છે, તે ક્યાય પણ મુંઝાતા નથી-મુગ્ધ થતા નથી જેઓએ શ્રીઆહિથી ગૌરવ પામેલા **જિનસિંહ** નામના આચાર્યને હર્ષપૂર્વક સૂરિમંત્ર આપીને પોતાના પદ ઉપર સ્થાપ્યા હતા વિકૃતિ ( વિગઇ ) ને વર્જનારા જેઓએ સુકૃત માટે કાશ્મીર દેશ તરફ વિહાર કર્યો હતો સાહિના પ્રસાદને મેળવી ત્યાના સરોવરના માછલાઓની રક્ષા કરી હતી તે યુગપ્રધાન શ્રીમદ્ **જિનચન્દ્ર** ગુરુના વિજયવંત રાજ્યમા અબુધ જના માટે આ વૃત્તિ શ્રી **જયસોમ** વાચકના શિષ્ય વાચક **ગુણવિનયે** સુકૃતોની વલ્લીસમાન પાલીપુરમા સં ૧૬૫૧ વર્ષે કરી છે આગમરૂપી સુવર્ણને પારખવામા કસોટી સમાન, મતિવડેશ્રેષ્ઠ ગુરુ શ્રી **જયસોમ** પાઠકે દોષરૂપી મળને દૂર કરવાથી આ વૃત્તિને વિમલ કરી છે અનાભોગથી ઉપયોગ રહિતપણાથી અથવા સહસા પ્રવૃત્ત થવાથી આ વૃત્તિમા જે કાઈ અપણુ સ્થાપ્યુ હોય, તો તે દૂષણને મ્હારા ઉપર અનુગ્રહ બુદ્ધિ રાખી વિદ્વાનોએ આદરથી દૂર કરવુ સૂત્ર ગંભીર અર્થ વાળુ છે, મતિ અલ્પ છે, છતા જે આ ધૃષ્ટતા કરૂ છુ, તે શ્રુતજ્ઞ પુરુષોએ ક્ષંતવ્ય ગણવુ, કેમકે મહાન્ પુરુષો કૃપાળુ હોય છે

શ્રી **જિનકુશલ**ક પવૃક્ષથી સુમનસ-વિદ્વાનરૂપી પુષ્પોથી શોભતી, શુભફળવાળી અમ્હારી શાખા થઈ તેમા પાઠક **વિનયપ્રભ** ગુરુ શોભતા હતા, સારા સૌભાગ્યવાળા જેમને વરની અભિલાષિણી નિર્દોષ વિદ્યારૂપી કન્યાઓ પરણી હતી તેમના પટ્ટપર મતિવૈભવથી બૃહસ્પતિને જીતનાર, વિદ્વાનોની સભામા જયતિલક પ્રાપ્ત કરનાર **વિજયતિલકસૂરિ** થયા **જીરાપલ્લી** પાર્શ્વપ્રભુના પ્રભાવથી ધરણેન્દ્ર નિરંતર આનંદથી સમીપ રહી જેઓને સાન્નિધ્ય કરતો હતો, વળી ગુરુએ વ્રતની ઈચ્છાવાળા ૧૧૦ શિષ્યો કરી પરમ ઉદય નિમિત્તે **જિનોદયસૂરિ** ગુરુને આપ્યા હતા જેઓ લોકમા પ્રકટ ‘ મિથ્યાત્વ-હૃદ્કુદ્દાલ ’ બિરુદ ધારણ કરતા હતા

તેઓના શિષ્ય શ્રી **ક્ષેમકીર્તિ** વાચક દીપતા હતા, તેમના શિષ્ય કીર્તિવડે હંસને જીતનાર, પવિત્ર વંશવાળા, વાગ્ગુરુ, ક પવૃક્ષ, ક્ષેમહંસગણિ શોભતા હતા, તેમના પદનો આશ્રય કરનાર સોમધ્વજ વાચક થયા, તેમના શિષ્ય **શ્રી ક્ષેમરાજ** પાઠક, શિવસુંદર, વાચક કનકતિલક થયા તેઓના સુશિષ્ય દયાતિલક અને વાચક **પ્રમોદ માણિક્ય** થયા તેઓના પદ પરથી જયસોમ પાઠક, સ્વશક્તિ પૂર્વક ગુરુભક્તિથી શોભતા, દયાળુ ગુણરંગ વાચક, સારા શિષ્ય પરિવારથી આનંદ પામનાર, દયાળુ દયારંગ થયા

ઇતિ વૃત્તિકાર પટ્ટાવલી


શ્રી સબોધ સપ્તતિકા ભાષાંતર

સમાપ્ત.